ગાંડીવ મુદ્રણાલય, કળાપીઠ
સુરતમાં છાપી ગાંડીવ
"સાહિત્ય" મંદિર તરફથી
નટવરલાલ વીમાવાળાએ
પ્રગટ કરી: ૧૯૮૫
૧૯૨૯: આવૃત્તિ પહેલી
કિમ્મત એક આનો




આ એક જુદીજ જાતની વાત છે. એમાં દોઢીયું પોતાના અનુભવો વરણવે છે. તે રસિક હોઈ કેટલુંક અવનવું જ્ઞાન બાળકોને તેમાંથી મળી રહેશે એવી આશા છે.

# સવાકાની આપવીતી

હું એક સવાકો છું. મારી ઉંમર પન્દર વરસની છે. તમે કહેશો કે વળી સવાકાને તે ઉમ્મર કેવી? પણ હું તમને સમજાવીશ.

મુંબાઇની ટંકશાળમાંથી હું બહાર પડેલો તે વાતને પન્દર વરસ થઇ ગયાં. કહો હવે મારી ઉંમર પન્દર વરસની ખરી કે નહિ?

મને લાગે છે કે જાણે હું ઘરડો થઇ ગયો. ઘરડેઘડપણ આગલી વાતો સાંભરે છે. અહાહા! મારે માથે પણ કેવી કેવી વીતી છે!

નવો, ઝગઝગતો, ચકચકતો કેવા ગુમાનભેર

હું બહાર નીકળેલો ! ને દુનિયામાં ચોમેર ઘુમી વળવાની મને કેટલી બધી હોંશ ! પણ પહેલેજ કોળીયે મને તો માખી આવી.

ટંકશાળમાંથી હું એક દુકાનમાં પહેલવહેલો આવ્યો. એ દુકાનમાંથી બધે બહાર ફરવા નીકળવાની તકજ કેમે કરી ન મળે. એક લાકડાની પેટીમાં હું પડયો તે પડયો. કોઇ મને ત્યાંથી ઉપાડેજ નહિ તો !

એમ કરતાં કરતાં કેટલા ય દહાડા નીકળી ગયા. કોઇ મને ઉંચકેજ નહિ. મારી સાથે મારા સમોવડા ઘણા ભાઇઓ હતા. તેઓ એક પછી એક નીકળીને ચાલતા થયા. હુંજ એકલો અટુલો રહી ગયો.

એ ગુફામાંથી—પેટી પણ મને તો ગુફા જેવીજ લાગેને !—મને એક ઘરડાં શેઠાણીએ બહાર કાઢયો ત્યારે મારો જીવ હેઠો બેઠો. પેટીમાંથી જઇને હું તેની નાજુક નાણાંથેલીમાં પડયો. થેલી તો એવી સરસ, રૂપાળી સુંવાળી ! તે થેલી

સાથે જઇને હું એ શેઠાણીની મોટરમાં બેઠો. મેં આસપાસ નજર કરી તો થેલીમાં મારી સાથે ઘણાક રૂપિયા, પાવલી, બે આની વગેરે બધું હતું. પણ કશું મારા જેવું ઝગઝગાટ ચકચકાટ ન મળે! બધાં ઝાંખાં ઝાંખાં, ઘસાયલા ને ઘરડા થયલાં. સૌમાં જુવાન જેવો તો હુંજ દીપતો! પછી તો મારો રોફ જોવા જેવોજ થાયને!

મોટર થોડે ચાલી ન ચાલી ત્યાં તો પાછી અટકી. શેઠાણીએ થેલીમાંથી મને ને મારા બીજા બેપાંચ ભાઇબંધને બહાર કાઢ્યા. હું જોઉં છું તો મોટર ફળવાળાની દુકાને ઉભી હતી. બાઇએ થોડી નારંગી, બે સંતરા, ત્રણ દાડમ લીધાં. ને અમે જઇને ફળવાળાના ગલ્લામાં પડ્યા. દુકાનદારને શું? તેણે તો ફદ્ કરીને નાંખ્યા ગલ્લામાં! અમને કેટલું વાગતું હશે ને કેમ દરદ થતું હશે, તેનો એને કંઇ ખ્યાલ હોય?

હું એ વિચાર કરતો હતો એટલામાં તો ફદ ગલ્લાનું ઢાંકણું ખુલ્યું ને હું ગભરાયો કે વળી

પાછું ઘર બદલાશે કે શું ? બન્યું પણ એવુંજ. દુકાનદારે મને ને મારા એક ભાઇબંધને એક વ્હારણીયા તરફ ધુળમાં ફેંક્યા. વ્હારણીયે અમને ઉપાડી લીધા ! મને તો આખે શરીરે કંઇ કંઇ થઇ ગયું જો !

વ્હારણીયે માથે ફાળીઉં વીંટેલું. તેની એક



બખોલમાં તેણે અમને દાબ્યા. મને તો એના મેલા ફાળીયાની, ભલા, ભારે સૂગ આવી. ને મેં તો નાસવાનો લાગ શોધવા માંડયો. થોડીવારે જોઉં છું તો જે બખોલમાં હું ભરાયો હતો તેમાં એક ફાટ નજરે પડી. મેં તો ઝંપલાવ્યું. ફાટમાંથી બહાર ભુસકો માર્યો ને ટન ટન અવાજ સાથે એક પથરા પર પડયો ને પડતાંજ ત્યાંથી ઉઠી ગબરડી મૂકીને ધુળ નીચે દબાઇ ગયો. અવાજથી ચેતી વ્હારણીયાએ આસપાસ બહુ ખોળ કરી. પણ હું તો કેંથો ધુળમાં દબાઇ ગુપચુપ બેઠો હતો, તે દેખાઉંજ શાનો? તે બિચારે આમ જોયું, તેમ જોયું; થોડી ધૂળ આમ તેમ કરી; બહુ ખાંખાંખોળા કર્યા, પણ મેં તો તેની નજર જ ચૂકાવી તો! આખરે વ્હારણીયો નિસાસા મુકતો અફસોસ કરતો રસ્તે પડયો.

પછી મેં જરા બહાર ડોકીઉં કરી જોવા માંડયું. મેં સહેજ ડોકીઉં કર્યું એટલામાં તો કોઈ રસ્તે જતા છોકરાએ મને ઉંચકી લીધો ને કૂદતો કૂદતો એ તો ઘર ભણી દોડયો. લાચાર

બની મારે તેના હાથમાં ગુપચુપ બેસી રહેવું પડયું. છોકરે ઘેર જઇ માને કહ્યું: બા, બા મને દોઢીઉં જડયું. એનો હું માવો ખાઉં?

ભલે બેટા, પણ કીકીનેય તેમાંથી થોડો આપજે હોં!—એમ મા બોલી.

વારૂ ત્યારે, સાંજે વાત. મગનકાકાની દુકાનેથી માવો હું લઈ આવીશ. ને અમે બંને વહેંચીને ખાઇશું.

છોકરે મને પેટીમાં નાંખ્યો. ત્યાં મારી સાથે સાથે બીજાં ઘણાં રહીશ હતાં. એક લાકડાનો ઘોડો, એક ચકલી, એક ઢીંગલી, એક બે ચોપડી, એક મોજું, ખડીયો એમ કંઈ કંઈ હતું. મારા જેવું બીજું કોઇ ન મળે. એટલે હું વાત પણ કોની જોડે કરૂં? મુંઝાતો ને અકળાતો હું તો ઉંઘીજ ગયો!

અચાનક હું જાગી ઉઠયો ને જોઉં છું તો પેલો છોકરો મને મુઠ્ઠીમાં લઇને દોડે છે. આકાશ તરફ જોઉં છું તો સુરજદાદા હવે ડૂબી જવાની

તૈયારીમાં છે. છોકરો બજારમાં આવ્યો. મિઠાઇની દુકાને ઉભો ને બોલ્યો: મગનકાકા, મને એક પૈસાનો માવો આપોને! મસ બધો આપજો, હં કે?

મગનકાકાએ મને ઉંચકીને પોતાના પગ આગળની થાળીમાં ઝીંકયો. મગનકાકા પણ ખરા! તેને અમારી કંઇ કિંમત છે? જાણે રોજના કેટલાય એવા સવાકા તેમની પાસે આવતા હશે. એક



જણે રૂપાનો રૂપૈયો આપ્યો તેને તેમણે ધીરેશથી પેટીમાં મૂક્યો. ત્યારે રૂપાના તે વહાલા ને અમે ત્રાંબાના તે અળખામણા ! હાય, આના કરતાં તો બ્હારણીયો સારો ! તેણે મને છેક માથે ચઢાવેલો. આવા કંઈ કંઇ વિચાર મને આવ્યા. છોકરો તો માવો લઇને ચાલ્યો ગયો હશે.

થોડી વારમાં એક ઘોડાગાડી દુકાન આગળ આવીને ઉભી. તેમાંથી એક જુવાન બૈરી ઉતરી. સાથે એક નાનો છોકરો પણ હતો. પેલી બાઇએ તો મગનકાકાને કહ્યું: ગાડીવાળાને સાડાબાર આના આપી દેજો.

એમ કહી એ તો નાના છોકરાને લઇ દુકાનમાં એક નાની સીડી હતી તે પર થઇ મેડે ચાલી ગઇ.

ને પછી તો ત્યાં કંઇ ધમસાણ મચ્યું ધમસાણ! મગનકાકા ને પેલા ગફુરમીંયાની ચાલી બાઝમ-બાઝી. મોટા મોટા ઘાંટા ને શોરબકોર. પાંચ પચીસ માણસ પણ ત્યાં એકઠું થયું. વાત એમ

હતી કે મગનકાકાને બાર આને પતાવવું'તું. ગફુરમીંયાને પૂરા સાડાબાર આના જોઇએ. બે દોઢીયાંની રકઝક. તેમાં તો કેટલીવાર ધમાધમ ચાલી. મગનકાકો કહે કે: આટલું ચાર ડગલા દૂરથી આવ્યો તેમાં આટલું બધું ભાડું? ગાડીવાળો કહે: ભાડું નક્કી કરેલું છે. બાઇને પૂછો. આખરે મહામહેનતે મગનકાકાએ બે પૈસા આપવા કાઢ્યા. તેમાં મને ને બીજા એક મારા ભાઇબંધને ઉંચક્યો. આપવા જતાજ હતા. એટલામાં જાણે કંઇ યાદ આવ્યું હોય તેમ મને નાંખ્યો પાછો, ને બીજાજ એક સવાકાને લીધો. મેં બાંડી આંખે જોયું, કે આમ કેમ? હં! હું તો નવો નક્કોર ને આ ભાઇ તો લીસાપીસા ઘરડાખખ હતા! બરાબર છે, નહિ ચાલે એવો સવાક્કો જે ગયો તે ખરો!

ગફુરમીંયો કંટાળેલો, તે લીસો તો લીસો કરી બદલાવવા ન રહ્યો. બે પૈસા લઇ ચાલ્યો ગયો.

થોડી વારમાં તો કોઇ પારસી ડોસા આવ્યા ને મિઠાઇઓની સાથે મને પણ દુકાનેથી લીધો ને

ચાલ્યા તે ઘેર ગયા. મને એક કાળા મોટા પાકીટમાં મૂકેલો, ત્યાં હું બેચાર દહાડા રહ્યો. ત્યાર પછી એક ગાડી આવી ને તેમાં પારસી શેઠની સાથે હું પણ બેઠો. ગાડી સડસડાટ ચાલી. મને પણ એ સહેલ કરવાનું સારૂં લાગ્યું. થોડી વારે ગાડી દાદર સ્ટેશને આવી ને ગાડીમાંથી અમે ઉતર્યા. શેઠ ટિકીટ લેવા ગયા. પાકીટ ઉઘાડ્યું. મને લાગ્યું કે ચાલો વળી કોઈ નવા શેઠ પાસે; પણ ના, મારો વારો નહિ આવ્યો. હું તો હતો ત્યાંજ બેઠેલો રહ્યો; ને શેઠની સાથે જઇને આગગાડીમાં બેઠો. ગાડી તો છુક છુક ચાલી. હું પણ ચાલ્યો. મને મઝા પડી. બધાં વાતો કરતા'તા કે ગાડી સુરત જઇને અટકશે.

ગાડી છુક છુક ચાલી એટલે શેઠ સાહેબ તો ઉંઘવા પડ્યા. મને થયું, લાવ હું પણ થોડું ઉંઘી લઉં. થોડી વારે ખટખટ અવાજે હું જાગી ઉઠયો. જોઉં છું તો મને ને બીજા બધાને શેઠ ગણુતા'તા, ને કંઈ કંઈ લખતા'તા. હિસાબ કરતા હતા. હિ-

સાબ કરી રહ્યા એટલે વળી પાછા અમને બધાને નાંખ્યા 'વખારમાં;'—પાકીટ એટલે અમારી વખાર જ ને! વળી પાછા શેઠ તો ઉંઘી ગયા.

શેઠ તો ગુપચુપ ઉંઘતા હતા એટલે એક માણસે અમારી 'વખાર'–પાકીટજ–તેમના ગજવામાંથી ઉંચકી લીધી. ને ગુપચુપ સ્ટેશન આવતાં ઉતરી પડયો અને ગબરડી મૂકી. અમને શું ? અમે તો તેની સાથે ચાલ્યા. તેણે તો જંગલ ઝાડીનો રસ્તો લીધો. લગભગ કલાકેક તે ચાલ્યો હશે. રસ્તે ચલિયું પણ મળે નહિ. માણસ તો હોયજ શાના? માત્ર જીવડાંઓ ગુણગુણ ગુણગુણ કરે. કેટલીક વારે એક ખંડીયેર આવ્યું. ત્યાં એ ભાઇ પેંઠા. અંદર બે ચાર બીજા બેઠા હતા. સૌએ મળી વાતોના તડાકા માર્યા, ચાહપાણી પીધા. પછી મને ને મારા જેવા બીજા બધા ઘણાકને એક મોટી લોખંડી પેટીમાં પૂરવામાં આવ્યા.

ને જેમ પહેલાં કેદમાં પૂરાઇ રહેવું પડેલું તેમ અહિં પણ ચાર મહિના હું ગોંધાઇ રહ્યો. કોઇક

ચાર બહાર નીકળવાનું મળતું; અમને ગણુતા ત્યારે. પણ વળી પાછો અંદર જ જઇને પડતો. કોઇ મને બહાર ફરવા લઈજ જાય નહિ ને!

અચાનક એક દહાડો હોહા ને શોરબકોર સંભળાયાં. મારામારી ને તોફાન. ગોળીના બાર થયા. થોડાવારે બધું શાંત થયું ને પેટી ખુલી. એક સિપાઇદાદાએ અમારા પર નજર નાંખી પાછી પેટી બંધ કરી. પેટીને માથે મુકીને લઇ ચાલ્યા. રસ્તે વાતોના ગપાટા બહુ સંભળાયા તે પરથી જણાયું કે ચોર પકડાઇને બંદીવાન બન્યા હતા.

મારે તો કોરટમાં જવાનું થયું. ત્યાં કેટલાય દહાડા મારે બેસી રહેવાનું થયું. પછી સરકારી ત્રિજોરીમાં હું તો જઇને પડયો. ત્યાં મને થોડા દહાડા મોજથી રહેવાનું મળ્યું. ચાર ચાર સિપાઇ તો પહેરા ભરે. અમારૂં માન બહુ તો ભાઇ.

પણ પછી એકાએક મારે જવાનું થયું ને હું એક કારકુનને ત્યાં ગયો. એ કારકુન સરકારનો નોકર હશે. નામ નાથુરામ. નાતે બામણ. ભગત

જેવો બિચારો. એને ત્યાં મારે વધારે રહેવાનું થયું નહિ. તરતજ એની બદલી થઇ. એટલે એણે ગાંસડા પોટલાં બાંધી સ્ટેશનનો રસ્તો લીધો. આગગાડીમાં અમે સૌ બેઠાં. હું એના ગજવામાંજ હતો. આગગાડી કલાકેક ચાલી હશે ત્યાં એક મોટો પુલ આવ્યો. નીચે ખળખળ નદી વહે. નાથુરામ તો ઉઠ્યા ને મને બહાર કાઢ્યો. "જય નર્મદે" બોલતાં તેણે મને ઉછાળીને ફેંક્યો. મને કંઇ કંઇ થઇ ગયું. હાય રે, હવે શું થશે! હું ક્યાં જઇશ?

પણ શું કરૂં? કંઇ આરો હતો? હું તો પડયો. નદીના પાણી પર સહેજ ઘસડાયો. પછી ઉતર્યો નીચે. નીચે નીચે.........નીચે, તે ઠેઠ ગયો તળીયામાં.

અજ કેટલાક વખતથી હું જયાંનો ત્યાં પડયો છું. કોઇને મારી સંભાળ લેવાની પડી નથી. એકલો અટુલો હું પડયો રહુંછું. દુનિયામાંથી હું કપાઇ ગયો છું. કોણ જાણે, ફરી બહાર જવાનું

મળશે કે નહિ? હું ફરતો જીવ—સવાકો—ફરવાનું, અહીંથી તહિં ઘૂમવાનું મને બહુ મન. તે સૌ જતું રહ્યું. અહિં તો ફક્ત શાંત રીતે નદીનાં પાણીનું ગાયન સાંભળવાનું મળે. માછલાંઓ કોઇક વાર નજરે પડે. એજ. બાકી બધું અંધારૂં ઘોર.





## મોતીના દાણા

પુષ્પ) નું (૧૭ મું

## એક ચિત્ર

પોપટ મરી ગયો, ભિખો ભિખારી, મણિનો કનુ, લીલુ ને નીલુ વગેરે અનેક રમુજી ઘરગથુ વાતો. બાળકોનાં રમકડાંઓની ને ચાલાકીની ગમ્મત ભરેલી કથાઓ. મોટા હરફ. પુષ્કળ ચિત્રો કિં. ૦-૫-૦



કેરીના ભજીયાંનું એક ચિત્ર

કિંમત ત્રણ આના

ઉંદરડા, ખીસકોલી, સસલા કબુતરની દુનિયાની અત્યંત રમુજી ને બોધક વાર્તા. એક ખાઉધરા કબુતરની કેવી ફજેતી થાય છે તેનું એમાં બહુ રસભર્યું વર્ણન છે. જરૂર તમારા બાળકોને વંચાવો. કિં. માત્ર આના ત્રણ. આવાં પુષ્કળ ચિત્રો....ગાંડીવ.